૭૩૫૨

મોટા સુધારા વધારા વાળી આવૃત્તિ બીજી.



# ગાઈડ ટુ
# ઇંગ્લીશ કૉન્વરસેશન.

યાને

## ✻ અંગ્રેજીમાં વાતચિત કરતાં શિખવનાર ભોમીઓ. ✻



જે દરેક ધંધાદારીઓ, ખાનગી અભ્યાસ કરનારાઓ, વિદ્યાર્થીઓ અને નોકરો વીગેરેને થોડે ખર્ચે થોડી મેહનતે અને થોડી મુદતમાં કોઈપણ શિક્ષકની વધુ મદદ વિના વહેવારૂ અંગ્રેજી લખતાં, વાંચતાં અને બોલતાં શિખનાર સૌથી સેહેલું, સસ્તુ, અને અતિ ઉપયોગી પુસ્તક.


પ્રગટ કરનાર.

વશનજી પરમાણંદ ચાહેવાળા.





દરેક પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.

## થોડે ખર્ચે, થોડી મેહનતે અને થોડી મુદતમાં કોઈપણ શિક્ષકની વિશેષ મદદ વિના વ્યવહારીક અંગ્રેજી લખતાં, વાંચતાં અને બોલતાં શિખવા માટે.

## આ ગાઇડ ટુ ઇંગ્લીશ કૉન્વરસેશનને વિષે મળેલા સંખ્યાબંધ અભિપ્રાયોમાંના થોડા નમુના.

કચ્છના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.

રાવસાહેબ **દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખર** જસ્ટીસ ઑફ ધી પીસ આ પુસ્તક વિષે લખે "મી. **વસનજી પરમાનંદ ચાહેવાળાએ** મારા અભિપ્રાયને માટે '**ગાઇડ ટુ ઈંગ્લીશ કૉન્વરસેશન,** એ નામનું પુસ્તક મોકલાવેલું તે મેં ઘણા આનંદથી વાંચ્યું છે. મને જણાવવાને ખુશાલી ઉપજે છે કે અત્યાર સુધીમાં એ વિષય ઉપર પ્રગટ થયેલાં સઘળાં પુસ્તકમાં તે શ્રેષ્ટ છે અને જે કોઇ ઉમેદવાર નિયમિત રીતે નિશાળે ગયા શિવાય અંગ્રેજીમાં વાતચીત કરતાં શિખવાની ઉમેદ રાખતો હોય તેને ઘણું ઉપયોગી છે. અત્યાર સુધીમાં આવી જાતનાં ઘણાં પુસ્તકો રચાયલાં છે પણ તે સર્વમાં આ પુસ્તક શ્રેષ્ટ છે. કારણ કે તેમાં વ્યાકરણ, અને વાકય રચના સંબંધી પુસ્કળ ખુલાસા આપેલા હોવા ઉપરાંત, ધંધાને લગતી ચીઠ્ઠીપત્રીઓ, તાર એ વિગેરે ઘણી અગત્યની બાબતો પુરતા ખુલાસા સાથે ચર્ચેલી છે અને છેવટે શબ્દ કોશ દાખલ કરેલ છે. જે માણસો અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાની ઈચ્છા રાખતા હોય પણ કોઈ કારણને લીધે નિયમીત રીતે નિશાળમાં ન જઈ શકતા હોય તેવાઓને આ પુસ્તક વાંચવાની હું ભલામણ કરૂં છું."

મુંબઇ તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૯૯ } **દલપતરામ પ્રા. ખખ્ખર**

---

આએ ચોપડીની અંદરની બાબતો પરાઇવત તથા ઘરમાં શિખ- નારને તથા ધંધાદાર માણસોને લાયકની છે, જે અંગ્રેજી નહી શિખેલાઓને ઘણીજ કામની છે.

**કાવશજી રતનજી.**
**એસીસ્ટન્ટ શેડ મેનેજર.**
પ્રીન્સ એન્ડ વીક્ટોરીઆ શેડ.

---

મે. રા. રા. **વશનજી પરમાનંદ**

આપે પ્રગટ કરેલી ચોપડી "**અંગ્રેજીમાં વાતચિત કરતાં શિખવનાર ભોમીઓ**" ભાગ પહેલો મે વાંચ્યો છે. તે ઈંગ્રેજી અભ્યાસ કરનારને શિક્ષક રૂપ છે. બીજી આવી ઘણી ચોપડીઓ અભ્યાસીઓના માટે બહાર પડી છે. છતાં તમારી ચોપડી ઘણી સુગમતા વાળી અને વધારે સગવડવાળી છે. તેથી તે પ્રજાને આવકાર દાયક થઈ પડતાં તેનો ઓહોળો ફેલાવો થવો જોઇએ. આપ પુસ્તકો પ્રગટ કરી પ્રજાની સેવા ઘણા લાંબા વખતથી બજાવો છો એ વાત પ્રસીદ્ધ છે અને તેમાં આ નવી બુક ગુજરાતી જાણનારાઓ, જેઓને ઈંગ્રેજી જાણવાની ઇન્તેજરી છે તેઓને ઘણી ઉપયોગી છે.

ધીમે ધીમે એક પછી એક પગથીએ ચઢવાના નિયમ પ્રમાણે તમારી બુકની રચના છે. આપે લખતાં, વાંચતાં, શિખવાના સરળ નિયમો બતાવી જે સગવડતા કરી છે તે પ્રજાને આશિર્વાદ સમાન છે. તમારો બીજો ભાગ બાહાર પડેલો જોવાને હું ઘણો ઉત્સુક છું.

**વિદ્યાશંકર કરૂણાશંકર વકીલ.**
"પરગજુ પારસીઓ" ઈત્યાદિ વાર્તાના કર્તા.

---

રા० રા० ભાઈ **વસનજી પરમાનંદ.** મુંબાઇ.

વિશેષ તમારા તરફથી આવેલી **"ગાઇડ ટુ ઇંગ્લીશ કૉન્વરસેશન"** નામની ચોપડી મળી છે. વાંચી જોતાં સંતોષ ઉપજ્યો છે. આજકાલમાં એવી જાતની જે ચોપડીઓ છપાઈ બહાર પડેલી છે તે કરતાં આ ચોપડીમાં સાધારણ ધંધાદારી માણસોને અંગ્રેજી બોલી શિખવાને વધારે ઉપયોગી થઇ શકે એમ ગોઠવણ કરવામાં આવી છે, તેથી હું ધારૂં છું કે સર્વ ધંધાદારી લોકોને વધારે ઉપયોગી થઇ પડશે.

**કરસનજી મોરારજી**

હેડમાસ્તર, ગૂજરાતી સ્કૂલ–**થાણા.**

---

આ પુસ્તક એક અંગ્રેજી શિખનારને આધારરૂપ તથા થોડો અભ્યાસ કરી ધંધે વળગેલાને પોતાનો અભ્યાસ વધારવાને શિક્ષક તુલ્ય છે. તેમાં ઘણા અગત્યના વિષયો દાખલ કરવાનો પુરતો શ્રમ લીધો છે.

**ત્રીવેદી જેઠાભાઈ લલુભાઇ.**

---

**ગાઈડ ટુ ઇંગ્લીશ કૉન્વરસેશનનું** પુસ્તક મારા વાંચવામાં આવતાં અને તેને તપાસતાં જેને અંગ્રેજી ભાષાનું કોઇ પણ પ્રકારનું જ્ઞાન ન હોય એવાઓને વ્યવહારૂં અને સાધારણ વાતચીત કરવાનું જ્ઞાન મેળવવા માટે આ પુસ્તક એક સાધનભૂત ગણતાં આંચકો ખાવા જેવું કશું નથી. આશા છે કે આવા પુસ્તકનો બોહોળો ફેલાવો થાય અને એને ઉપયોગમાં લેનારને સંગીન લાભ મળે. પ્રગટ કરનારે બનતો પ્રયાસ લઇ તેના સર્વોપયોગીપણાને દષ્ટીભૂત કર્યું છે ને તેથી તેનો લાભ તેને પૂરતો મળવો જોઇએ, એમ મારૂં માનવું છે. આ પુસ્તકના પ્રયાસ તરફ જોતાં તેનું મૂલ્ય ઘણુંજ ઓછું છે એમાં કશો શક નથી.

**દા. દેવીદાસ જીણાભાઇ ઇજનેર.**

---

GUIDE TO

# ENGLISH CONVERSATION

( ગાઇડ ટુ ઇન્ગ્લીશ કૉન્વરસેશન )

યાને

# અંગ્રેજીમાં વાતચિત કરતાં શિખવનાર ભોમીઓ.

અંક પહેલો,

( પુષ્કળ સુધારા વધારા વાળી આવૃત્તિ બીજી )


પ્રગટ કર્તા.

વસનજી પરમાનંદ ચાહવાલા.





શ્રી ગજાનન પ્રીંટીંગ પ્રેસ—ગાયવાડી.




કીંમત દશ આના. પોષ્ટેજ જુદું.

# પ્રસ્તાવના.

અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાની અગત્ય આજ કાલ વધતી જાય છે. એ વાતથી ભાગ્યે કોઇકજ અજાણ્યું હશે. પરંતુ કાર્યના વ્યવસાયને લીધે, ગરીબ સ્થીતિને લીધે અથવા બીજાં ઘણાં કારણોથી ઘણા માણસો અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવી શકતા નથી. તેવા માણસો પોતાની ફુરસદના વખતે થોડી મહેનતે અને થોડા ખર્ચે વ્હેવારૂ જ્ઞાન મેળવી શકે એવાં સાધન તૈયાર કરવાની અવશ્ય જરૂર છે.

આ પુસ્તક લખવામાં એવો કાંઇક ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. વ્યાકરણના સામાન્ય નિયમોનો આશય લઇ આ પુસ્તક લખાયલું હોવાથી અંગ્રેજીનો એક અક્ષર પણ નહિ જાણનાર મનુષ્ય જો આ પુસ્તકનો યથાયોગ્ય અભ્યાસ કરે તો તેની ઇચ્છા કેટલેક અંશે સફળ થાય, એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. તેજ પ્રમાણે જુદા જુદા વિષયો ઉપર આપેલાં વાક્યો તેમજ તેવાં વાક્યોની રચનાને લગતા ખુલાસા, નાની ચીઠ્ઠી પત્રીઓ લખવાની સાદી સમજણ અને તેના નમુના, તાર વગેરે લખવાની સુચના, એ વગેરે ઘણી ઉપયોગી અને અહર્નિશ જરૂરની બાબતો આ પુસ્તકમાં સંપેક્ષમાં લખાયલી હોવાથી તે સર્વને ઉપયોગી અને આવકાર દાયક થઈ પડશે.

અત્યાર સુધીમાં ગુર્જર પ્રજા સન્મુખ આવી જાતનાં એક કરતાં વધુ પુસ્તકો રજુ થઇ ચુકયાં છે. તેમાં એકનો વધારો કરવામાં કાંઇક ખાસ કારણ હોવુંજ જોઇએ. જે જે પુસ્તકો અત્યાર અગાઉ પ્રગટ થયેલાં છે તેમાંનાં કેટલાંકમાં કાં તો કેવળ વ્યાકરણને વિષય ચર્ચાયલો

હોય છે, અથવા તો કેટલાંકમાં ફક્ત વાક્યોનો સંગ્રહ કરેલો હોય છે. આથી કરીને ભાષાનું સંગીન જ્ઞાન મેળવવાની ઉમેદ રાખનારને જોઇએ તેટલી સગવડ મળી શકતી નથી. તેવી સગવડની જોગવાઇ કરી આપવાની ધારણા મનમાં રાખી આ પુસ્તક લખાયલું છે. પરંતુ આ ધારણા કેટલે અંશે સફળ થઇ છે, તે નક્કી કરવાનું કાર્ય વાંચક વર્ગનું છે.

મનુષ્યમાત્ર ચુકને પાત્ર છે. તેમાં વળી આ પ્રથમ પ્રયાસ હોવાથી આ પુસ્તકમાં ખામીઓ હોય તેમાં નવાઇ જેવું નથી. પરંતુ સુજ્ઞ વાંચક વર્ગ, ચૂકનો ત્યાગ કરી ગ્રાહ્ય વસ્તુનોજ અનુગ્રહ કરવાની કૃપા કરશે તો લખનાર પોતાને કૃતાર્થ થયેલો સમજશે; તેમજ તેઓના તરફથી જે કાંઈ સુચના કરવામાં આવશે, તે ઉપર પ્રસંગોપાત્ત સંપૂર્ણ ધ્યાન આપવામાં આવશે.

જુન ૧૮૯૯.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિને પ્રજા તરફથી ઘણો સારો આવકાર મળવાથી અલ્પસમયમાં આ દ્વિતિઆવૃત્તિની જરૂર પડી છે, તે તેના ઉપયોગીપણાની પૂરતી સાબીતિ છે. જે જે ગ્રહસ્થોએ આ નાનકડા પુસ્તકને આવકારથી વધાવી લીધું છે તેઓનો પ્રગટકર્તા ઉપર બેશક ઉપકાર થયો છે.

રા. રા. વિદ્વન્મણિ દલપતરામ પ્રાણજીવનદાસ ખખ્ખર તથા અન્ય ગ્રહસ્થો જેઓએ પુસ્તક સંબંધિ ઉચ્ચ અભિપ્રાય આપતાં જે કાંઇ સુચનાઓ અને પ્રશંશા કરી છે તેમાટે તેઓનો પણ પ્રગટકર્તા ઉપકાર માને છે. તેઓએ કરેલી સુચનાઓ ઉપર આ દ્વિતિયાવૃત્તિ વખતે યથેચ્છ ધ્યાન આપવામાં આવ્યું છે. અને હજી પણ જે કાંઇ સુચનાઓ કરવામાં આવશે તેના ઉપર યોગ્ય વિચાર કરવામાં તે આનંદ માનશે.

આ આવૃત્તિમાં યોગ્ય સુધારા વધારા થયેલા છતાં તેમજ પુઠા પણ મજબુત કરવા છતાં કીંમતમાં કાંઇ પણ વધારો નહીં કરતાં જે છે તેજ **દસ આના** રાખી છે જેથી પ્રથમાવૃત્તિ કરતાં આ આવૃત્તિ પ્રજા વર્ગને વધારે રૂચિકર થઇ પડશે એમ કહેવામાં ખોટું નથી. અને તેમ થશે તો પ્રગટકર્તા પોતાને કૃતાર્થ થયેલ સમજશે.

માર્ચ, ૧૯૦૦.



# ધ્યાન આપો.

કોઇપણ કાર્ય કરવામાં ઉલટ, ખંત અને ધિરજની અવશ્ય જરૂર છે. ઉતાવળ કરવી એ ઘણુંજ નુકશાનકારક છે. પાકા પાયાવિના ઇમારત ટકી શકતી નથી. તેમ ભાષાનું જ્ઞાન મેળવવામાં પણ પ્રથમ-થીજ પાકું જ્ઞાન મેળવવું જોઇએ, એ વગેરે અભ્યાસને લગતા સામાન્ય નિયમોનું વિવેચન કરતાં ગ્રંથના ગ્રંથ લખાય. પરંતુ આ પુસ્તકમાં તેવું વિવેચન દાખલ કરવાની અગત્ય નથી.

શરૂઆતમાં અંગ્રેજી ભાષાના જુદા જુદા મૂળાક્ષરો આપેલા છે, તેમજ તેઓના ઉચ્ચાર વગેરેને લગતી સુચનાઓ પણ આપવામાં આવી છે તેને આધારે મૂળાક્ષરોનું પાકું જ્ઞાન પ્રથમથીજ મેળવવાની અવશ્ય જરૂર છે. ત્યાર બાદ શબ્દોની જોડણીને લગતા સ્હેલા નિયમો આપેલા છે. તેને ધ્યાનમાં લઇ શબ્દોની જોડણી અને ઉચ્ચાર કરતાં શીખવું. "Howard's Primer" અથવા એવીજ સ્હેલી ચોપડી-માંથી નવા નવા શબ્દો પસંદ કરી તેની જોડણી અને ઉચ્ચાર પોતાની મેળે ગોઠવવા, અને તેના ખરાપણા વિષે ખાતરી કરી લેવી. માણસો અને જગ્યાઓનાં નામ લખવા સંબંધી જે જે સુચનાઓ આપેલી છે તેઉપર બારીક ધ્યાન આપી પોતેજ નવાં નામ લખવા માંડવાં. વર્ણ બનાવવાની રીત, જગ્યાઓનાં નામ સંબંધી વિશેષ સુચના એ વગેરે વિષયો પણ શરૂઆત કરનારને ઘણા ઉપયોગના છે.

વ્યાકરણનું જ્ઞાન મેળવવાની અવશ્ય જરૂર છે. કારણ કે જ્યાં સુધી વ્યાકરણના નિયમો સમજાય નહિ. ત્યાં સુધી કોઈ પણ ભાષાનું સંગીન જ્ઞાન મેળવ્યું કહેવાય નહિ, આ પુસ્તમાં વ્યાકરણને લગતા ઘણાજ સાદા નિયમો દાખલ કરેલા છે તેને વિષે પાકું જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ.

આ પુસ્તકમાં ચાર પાઠ આપેલા છે, તેની મતલબ વ્યાકરણના નિયમો બરાબર સમજાવવાની છે. શરૂઆતમાં ઘણાજ નાના શબ્દો અને વાકયો આપેલાં છે. તેમજ એક ઉપરથી બીજાં તેવાં વાકયો કેમ બનાવવાં તે પણ ખુલાસાવાર સમજાવેલું છે, તે પણ બરાબર શિખી લેવું. સંખ્યાના આંકડા તેમજ અંગ્રેજી વાંચવા લખવા સંબંધી સુચના પણ ઉપયોગી છે. તેને વિષે જેટલું બોલીએ તેટલું ઓછું છે.

વિષયવાર વાકયોમાં લગભગ સઘળી જાતનાં વાકયો ક્રમવાર આપેલાં છે. તેની રચના તેના અર્થ વગેરે બધી બાબતો શિખી લેવી. વળી તેવી રીતે શિખેલાં વાકયોનો ઉપયોગ કરતાં પણ શિખવું તેમજ નવાં વાકયો બનાવવાની ટેવ પાડવી. ચીઠ્ઠી પત્રી અને તાર લખવાને લગતી સુચનાઓ ઉપર વિશેષ ધ્યાન આપી સ્હેલા કાગળ પત્રો લખવાની ટેવ પાડવી. છેવટે જે શબ્દ કોષ દાખલ કર્યા છે તે પણ ઓછા ઉપયોગી નથી. નવાં વાકયો બનાવવામાં તેમજ જે શબ્દોના અર્થ ભુલાઇ જવાયા હોય તે શબ્દોના અર્થ સ્હેલાઈથી મેળવી શકાય તે માટેજ શબ્દકોષ દરેક વિષયને મથાળે ન આપતાં છેવટે દાખલ કરેલા છે.

એટલું યાદ રાખવું કે આ પુસ્તકનો અભ્યાસ કરવાથીજ અંગ્રેજી ભાષાનું જ્ઞાન પરિપૂર્ણ મળે છે એમ માનવું નહિ. આ તો ફક્ત પ્રથમ ભાગજ છે અને તેમાં માત્ર સાદા અને સ્હેલા નિયમોનું વિવેચન કરેલું છે. બીજી ઘણી બાબતો જેનું જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે તે બીજા ભાગમાં પ્રગટ કરવામાં આવશે.

---

# અનુક્રમણિકા.

# GUIDE TO ENGLISH CONVERSATION.

( ગાઈડ ટુ ઈન્ગ્લીશ કૉન્વરસેશન )

યાને

# અંગ્રેજીમાં વાતચિત કરતાં શિખવનાર ભોમીઓ.

અંક પેહેલો.



જુદી જુદી જાતના મૂળાક્ષરો.

છાપેલું વાંચવાના મોટા અક્ષરો.

**A B C D E F G H I**

**J K L M N O P Q**

**R S T U V W**

**X Y Z.**

છાપેલું વાંચવાના નાના અક્ષરો.

**a b c d e f g h i j**

**k l m n o p q r**

**s t u v w**

**x y z**

---

લખવાના મોટા અક્ષરો.

*A B C D E F G H*

*I J K L M N O*

*P Q R S T U*

*V W X Y Z*

## લખવાના નાના અક્ષરો.

*a b c d e f g h i j k l m*

*n o p q r s t u*

*v w x y z*

ઉપર આપેલા ચાર વર્ગના અક્ષરો પૈકી પહેલા બે વર્ગના અક્ષરો 'રોમન' કહેવાય છે અને બીજા બે વર્ગના અક્ષરો 'ઇટાલીક' કહેવાય છે.

1 2 3 4 5 6 7 8 9 10

---



# જુદા જુદા અંગ્રેજી અક્ષરો અને તેઓના ગુજરાતી ઉચ્ચાર દેખાડનારો કોઠો.

| રોમન મોટા | રોમન નાના | ઇટાલીક મોટા | ઇટાલીક નાના | અક્ષરનું નામ | ગુજરાતી ઉચ્ચાર. |
|---|---|---|---|---|---|
| A | a | *A* | *a* | એ | અ, આ, એ. |
| B | b | *B* | *b* | બી | બ્. |
| C | c | *C* | *c* | સી | ક્, સ્ |
| D | d | *D* | *d* | ડી | ડ્, દ્ |
| E | e | *E* | *e* | ઈ | અ, એ, ઇ |
| F | f | *F* | *f* | ઍફ્ | ફ્ |
| G | g | *G* | *g* | જી | જ, ગ્ |
| H | h | *H* | *h* | ઍચ | હ, ચ્ |
| I | i | *I* | *i* | આઈ | ઈ, આઈ, આય |
| J | j | *J* | *j* | જે | જ્ |
| K | k | *K* | *k* | કે | ક્ |

| રોમન મોટા | રોમન નાના | ઇટાલીક મોટા | ઇટાલીક નાના | અક્ષરનું નામ | ગુજરાતી ઉચ્ચાર. |
|---|---|---|---|---|---|
| L | l | *L* | *l* | એલ | લ્ |
| M | m | *M* | *m* | ઍમ | મ્ |
| N | n | *N* | *n* | ઍન | ન્ |
| O | o | *O* | *o* | ઓ | અ, ઓ, ઑ |
| P | p | *P* | *p* | પી | પ્, |
| Q | q | *Q* | *q* | ક્યુ | ક, ક્વ્ |
| R | r | *R* | *r* | આર | ર્ |
| S | s | *S* | *s* | એસ | સ્ |
| T | t | *T* | *t* | ટી | ટ્, ત્ |
| U | u | *U* | *u* | યુ | યુ, અ, ઉ |
| V | v | *V* | *v* | વી | વ્ |
| W | w | *W* | *w* | ડબલ્યુ | ઉવ્ |
| X | x | *X* | *x* | ઍક્સ | ક્સ્ |
| Y | y | *Y* | *y* | વાય્ | ય્, અ |
| Z | z | *Z* | *z* | ઝેડ | ઝ્ |

# અંગ્રેજી ભાષાના સ્વર અને વ્યંજનો.

## સ્વર

a e i o u y

## વ્યંજનો.

b c d f g h j k l m n p

q r s t v x z

w કોઇ વખત સ્વર અને કોઇ વખત વ્યંજન તરીકે વપરાય છે.

h નો ઉચ્ચાર "અ" જેવો જ્યાં થાય છે ત્યાં h સ્વર ગણવો. જેમકે hour (અવર) એ શબ્દમાં h સ્વર છે.

☞ જેવી રીતે ગુજરાતી ભાષામાં વ્યંજનોના સ્પષ્ટ ઉચ્ચાર થતા નથી તેવીજ રીતે અંગ્રેજીમાં પણ સમજવું. ગુજરાતીમાં 'ક'="ક્+અ" છે, એટલે કે "ક્" નો ઉચ્ચાર શુદ્ધ થઇ શકે નહિ, તે માટે તેમાં "અ" જોડેલો છે. તેવીજ રીતે અંગ્રેજીમાં પણ વ્યંજનનો ઉચ્ચાર સ્પષ્ટ થઇ શકે તે સારૂં તે વ્યંજન સાથે એકાદ સ્વર આવવોજ જોઇએ.

અંગ્રેજી ભાષાના સ્વર અને વ્યંજનો ઉપર ખાસ ધ્યાન આપવું કારણ કે આગળ આપેલા અંગ્રેજી આરટીકલ સંબંધી ખુલાસા સમજવામાં તે અતિશય ઉપયોગી છે.



## આગળ આપેલા કોઠા સંબંધી ખુલાસો.

ઉપલા કોઠામાં જૂદી જૂદી ચાર જાતના મૂળાક્ષરો આપેલા છે. તેમાંના પહેલા બે જાતના મૂળાક્ષરો એક વર્ગના છે. જ્યારે બીજા બે બીજા વર્ગના છે. પહેલા વર્ગમાં નાના અને મોટા મૂળાક્ષરો એવી બે જાતો પાડેલી છે. તેમાંની પહેલી જાતના (મોટા) મૂળાક્ષરોને અંગ્રેજીમાં "કૅપીટલ" અક્ષર કહેવાય છે જ્યારે તેજ વર્ગના બીજી જાતના અક્ષરો (નાના) કહેવાય છે. તેજ પ્રમાણે બીજા વર્ગમાં પણ બે વર્ગ પાડેલા છે જેમાંની પહેલી જાતના "કૅપીટલ" કહેવાય છે જ્યારે બીજી જાતના નાના કહેવાય છે. આ બે વર્ગના મૂળાક્ષરો તથા તેમાંની દરેક જાતિના મૂળાક્ષરોને વાપરવામાં કેટલાક નિયમો ધ્યાનમાં રાખવાના છે જે આગળ ચાલતાં વધારે ખુલાસાથી સમજાવવામાં આવશે. પણ આ સ્થળે એટલું યાદ રાખવું કે દરેક નવા વાક્યના પહેલા શબ્દનો પહેલો અક્ષર મોટો (capital) લખાય છે તેમજ માણસ અને જગ્યાઓનાં નામ લખવામાં પહેલો અક્ષર મોટો લખવો જોઇએ. પહેલા વર્ગના મૂળાક્ષરો છાપવાના કામમાં વપરાય છે જ્યારે લખવામાં બીજા વર્ગના ના મૂળાક્ષરોનો ઉપયોગ કરવામાં આવે છે. વળી પહેલા વર્ગના અક્ષરો એક બીજા સાથે જોડીને લખાતા નથી પણ બીજા વર્ગના અક્ષરો તો હમેશાં જોડીનેજ લખાય છે.

બીજા વર્ગના અક્ષરો એક બીજા સાથે કેવી રીતે જોડાય છે તે પ્રથમથી સારી પેઠે શિખી લેવું જોઇએ. તે અક્ષરો નીચે પ્રમાણે જોડવામાં આવે છે.

છૂટા અક્ષરો-*a b c d e f g h i j k l m n o p q r s t u v w x y z*
જોડેલા અક્ષરો-*abcdefghijklmnopqrstuvwxyz*

૨—ઉપર આપેલા કોઠામાં અંગ્રેજી અક્ષરોનાં નામ આપેલાં છે તે ધ્યાનમાં રાખી પ્રથમ અંગ્રેજી અક્ષરો ઓળખતાં શિખવા એ પ્રમાણે જ્યારે ચારે જાતના અક્ષરો બરાબર ઓળખતાં શિખાય એટલે

દરેક અક્ષરનો ગુજરાતીમાં કયો ઉચ્ચાર થાય છે તે પણ શિખી લેવું. જ્યારે અક્ષરો અને તેના ઉચ્ચાર વિષે બરાબર જ્ઞાન થાય ત્યારે ટુંકા ટુંકા શબ્દોમાંના અક્ષરો ઓળખવા, એમ વારંવાર કરવાથી અક્ષર જ્ઞાન સારી રીતે મેળવી શકાય છે. ત્યાર બાદ શબ્દોના ઉચ્ચાર શિખવા માટે નીચે પ્રમાણે શરૂઆત કરવી.

**દાખલો**—Gentleman (જેન્ટ્લમૅન) એ શબ્દનો ઉચ્ચાર જોડવા સારૂ પ્રથમ તે શબ્દમાં જેટલા અક્ષરો હોય તેટલા છુટા લખવા. પછી દરેક અક્ષરની નીચે તેનો ગુજરાતી ઉચ્ચાર લખવો.

જેમકે:—

Gentleman=G-e-n-t-l-e-m-a-n

જ્-એ-ન્-ટ્-લ્-અ-મ્-ઍ-ન્=જેન્ટ્લમૅન

(અહસ્થ)

ઉપલા દાખલા ઉપરથી જણાશે કે Gentleman શબ્દના સઘળા અક્ષરો પ્રથમ છુટા લખી તેની નીચે દરેકના ઉચ્ચાર લખેલા છે અને છેવટે સઘળા ઉચ્ચાર એકઠા કરી એક ગુજરાતી શબ્દ બનાવ્યો છે, એટલે જેન્ટ્લમૅન એવો શબ્દ તૈયાર થાય છે.

અલબત આ રીત પ્રમાણે શરૂઆત કરવાની છે; પણ જેમ જેમ અક્ષરો અને ઉચ્ચાર ઓળખવાની અને ગોઠવવાની ટેવ પડતી જશે તેમ તેમ દરેક શબ્દના અક્ષરો છુટા પાડવા વિગેરે મહેનત ઓછી થશે અને અનુભવ મળતાં થોડા વખતમાં વાંચતાં શિખી શકશે. વધારે સરળતા સારૂ ઉપર જેવા બીજા કેટલાક દાખલા નીચે આપવામાં આવ્યા છે. જે ઉપર બારીક ધ્યાન આપવું અને જેમ જેમ જ્ઞાનમાં વધારો થતો જાય તેમ તેમ તેવા નવા દાખલા ખોળી કહાડી તેના ઉચ્ચાર જોડવાનો પ્રયત્ન કરવો.

દાખલા:—

Conversational-C-o-n-v-e-r-s-a-t-i-o-n-a-l

ક્-ઑ-ન્-વ્-અ-ર્-સ્-એ-( tio-શ્ )-ન્-અ-લ

=કૉન્વરસેશનલ (વાતચીતને લગતાં)

Biography=B-i-o-g-r-a-p-h-y

બ્-આઈ-ઓ-ગ્-ર્-આ-( ph-ફ્ )-ઈ-બાયોગ્રાફી.

(જીંદગીનો હેવાલ)

Manchester-M-a-n-ch-e-s-t-e-r

મ્-આ-ન્-ચ્-એ-સ્-ટ્-ર=માનચેસ્ટર.

(શહેરનું નામ.)

Gibralter-G-i-b-r-a-l-t-e-r

જ્-ઇ-બ્-ર્-આ-લ્-ટ્-અ-ર=જીબ્રાલ્ટર.

(સામુદ્રધુનીનું નામ.)

Anderson-A-n-d-e-r-s-o-n

ઍ-ન્-ડ્-અ-ર્-સ્-અ-ન-ઍન્ડરસન. (માણુસનું નામ.)

Governor-G-o-v-e-r-n-o-r

ગ્-અ-વ્-અ-ર્-ન્-અ-ર્-ગવર્નર. (હાકેમ.)

Intellect-I-n-t-e-l-l-e-c-t

ઇ-ન્-ટ્-એ-લ્-એ-ક્-ટ્-ઇન્ટેલેક્ટ. (બુદ્ધિ.)

Principal-P-r-i-n-c-i-p-a-l.

પ્-ર્-ઇ-ન્-સ્-ઇ-પ્-આ-લ-પ્રીન્સીપાલ. (મુખ્ય અધિ-કારી.)

**સુચના**-આ સઘળા દાખલાઓમાં કેટલાક અંગ્રેજી અક્ષરોના ઉચ્ચાર એક સરખા થતા નથી. તેમજ એકજ શબ્દમાં એકજ અક્ષરના એક કરતાં વધારે ઉચ્ચાર કરેલા જણાશે. એટલામાટે અમૂક શબ્દમાં અમુક અક્ષરોના ઉચ્ચાર કયા કરવા તે શિખવા સારૂ સારા શબ્દ-

કોશની મદદ લેવી કારણ કે તે બાબતમાં જ્યાં સુધી પાકું જ્ઞાન મળે નહિ ત્યાં સુધી સુદ્ધ વાંચન આવડે નહિ. કયા કયા અંગ્રેજી અક્ષરો મેળવવાથી ગુજરાતી મૂળાક્ષરો અને જોડાક્ષરો લખાયછે તે દેખાડનારો કોઠો.

| ગુજરાતી | અંગ્રેજી | ગુજરાતી | અંગ્રેજી | ગુજરાતી | અંગ્રેજી | ગુજરાતી | અંગ્રેજી | ગુજરાતી | અંગ્રેજી | ગુજરાતી | અંગ્રેજી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | a, e | ચ | cha | બ | ba | મ્ર | mra | મ્ન | mna | જ્ય | jya |
| આ | â | છ | chha | ભ | bha | ત્ર | tra | ધ્ન | dhma, thma | ઢ્ય | dhya |
| ઇ | i,e,y, | જ | ja | મ | ma | બ્ર | bra | ષ્ણ | shna | ગ્ય | gya |
| ઈ | i, ee | ઝ | jha, za | ય | ya | વ્ર | vra | પ્ય | pya | ર્ય | rya |
| ઉ | u | ટ | ta | ર | ra | શ્ર | shra | ષ્ય | shya | હ્ય | hya |
| ઊ | oo | ઠ | tha | લ | la | સ્ર | sra | ન્ત | nta | હ્મ | hma |
| એ | a,e,ay | ડ | da | વ | va | હ્ર | hra | મ્લ | mla | લ્હ | lha |
| ઐ | ai,ae | ઢ | dha | શ | sha | ગ્ર | gra | ર્મ | rma | ન્ન | nna |
| ઓ | o,aw | ણ | na | ષ | sha | ભ્ર | bhra | સ્વ | sva | ક્ય | kya |
| ઔ | aw | ત | ta | સ | sa | ક્ત | kta | દ્મ | dma | ન્ય | nya |
| અં | am | થ | tha | હ | ha | ક્લ | kla | ધ્મ | dhma thma | ન્થ | ntha |
| અઃ | ah | દ | da | ળ | la | પ્ત | pta | ષ્ક | shka | ભ્ય | bhya |
| ક | ka | ધ | dha, tha, | ક્ષ | ksha xa | પ્ન | pna | હ્વ | hva | ત્ત | tta |
| ખ | kha | ન | na | જ્ઞ | jnya | ક્ષ્મ | kshma xma | સ્ત્ર | stra | શ્વ | shva |
| | | પ | pa | | | | | | | | |
| ગ | ga | ફ | pha, fa | ક્ર | kra | જ્ર | jra | દ્ર | dra | ર્ણ | rna |
| ઘ | gha | | | પ્ર | pra | ખ્ત | khta | ષ્પ | shpa | ચ્છ | chchha |

# બે અથવા વધુ અંગ્રેજી સ્વરો મળવાથી થતા ઉચ્ચાર દેખાડનારો કોઠો.

| સ્વરો. | ઉચ્ચાર. | દાખલો અંગ્રે. | ગુજરાતી ઉચ્ચાર. | શબ્દનો અર્થ. |
|---|---|---|---|---|
| ae | એઇ | Aerial | એઇરીઅલ્ | હવા સંબંધી. |
| ea | ઈ | Each | ઇચ્ | દરેક. |
| ai | એ | Air | એર્ | હવા. |
| ia | આઇઍ | Iambus | આઇઍમ્બસ્ | લઘુ ગુરૂ. |
| ao | એઅ,એઑ | Aorist | એઅરિસ્ટ્ | અનિયમીત ભૂતકાળ |
| oa | ઓ | Oak | ઓક્ | સાગનું ઝાડ. |
| au | ઑ | Auburn | ઑબર્ન્ | ગૌર, પાંડુવર્ણ. |
| aw | ઑ | Paw | પૉ | પંઝો. |
| wa | વૉ | wad | વૉડ્ | ડુચો. |
| ei | ઈ | Receive | રિસીવ્ | મેળવવું, લેવું. |
| ie | ઇ | Piece | પીસ્ | કટકો. |
| eo | ઈઓ | Eolian | ઇઓલિયન્ | પવનને લગતું. |
| oe | ઓ | Foe | ફો | દુશ્મન. |
| eu | યુ | Eulogy | યુલોજી | ગુણની તારીફ. |
| ew | યુ | View | વ્યુ | દેખાવ. |
| we | ઉવી | We | ઉવી | અમે. |
| ey | ઈ | Key | કી | કુંચી. |
| ye | યે,યી | Ye | યી | તમે. |
| io | ઈયૂ | Idiot | ઇડીયટ્ | મુર્ખ. |
| oi | ઑઈ | Loiter | લૉઇટર્ | ભટકવું. |
| ou | યુ,ઉ, | You | યુ | તમે. |
| ou | આઉ | Out | આઉટ્ | બ્હાર. |

| સ્વરો. | ઉચ્ચાર. | દાખલો અંગ્રે. | ગુજરાતી ઉચ્ચાર. | શબ્દનો અર્થ. |
|---|---|---|---|---|
| ow | ઓ | Low | લો. | હલકું. |
| wo | વો | Woo | વો. | દુઃખ. |
| eau | યુ | Beauty | બ્યુટી. | સુંદરતા. |
| yie | યી | Yield | યીલ્ડ. | આપવું. તાબે થવું |
| yea | યી, યે, ઇયિ. | Year. | ઇયર. | વર્ષ. |

ઉપલા કોઠાઓ (નંબર ૨) ઉપરથી જણાશે કે અંગ્રેજી ભાષામાં મૂળાક્ષરોની સંખ્યા ઓછી હોવાથી કેટલાક ગુજરાતી અક્ષરોના ઉચ્ચાર કરવા બે અથવા વધારે અંગ્રેજી અક્ષરો વાપરવા પડે છે. બીજી બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે દરેક અક્ષરનો ઉચ્ચાર લખવામાં છેવકે "a" મુકેલો છે તેનો ઉચ્ચાર "અ" થાય છે. ગુજરાતીમાં ખરૂં જોતાં "ક" —"ક્+અ" છે અને તેથી "અ" ને માટે અંગ્રેજીમાં "a" મુકેલો છે પણ તેથી એમ ન સમજવું કે દરેક જગ્યાએ "a" આવવોજ જોઇએ. જ્યાં જે અક્ષર બંધ બેસતો જણાય ત્યાં તેનો ઉપયોગ કરવો.

**દાખલો ૧ લો—**શંકર-શ્-અ-ન્-ક્-અ-ર્

Sh-a-n-k-e-r-Shanker.

પણ તેજ દાખલામાં "e" ને બદલે "a" લખાય તો કેવળ ખોટું ન ગણાય.

**દાખલો ૨ જો—**પ્રભુ-પ્-ર્-અ-ભ્-ઊ

P-r-a-bh-(u અથવા oo) Prabhu

અથવા Prabhoo.

**દાખલો ૩ જો**—અમૃતલાલ-અ-મૃ-ર્-અ-ત-લ-આ-લ્
A-m-r-(i અથવા a)-t-l-a-l
Amritlal or Amratlal

**દાખલો ૪ થો**—પ્રેમાનંદ-પ્ ર્-એ-મ્-આ-ન્-અં-દ
P-r-e-m-â-n-an-d—Premanand

અનુસ્વારનું ચીન્હ ગુજરાતીમાં એકજ (ં) છે જ્યારે અનુનાસીક અક્ષરો ઘણીક જાતના છે. અગ્રેજીમાં ફક્ત બેજ અનુનાસીક અક્ષરો છે—m અને n એ બેમાંથી m ક્યાં વપરાય અને n ક્યાં વપરાય તે અનુભવથી શિખી શકાશે પણ આટલું યાદ રાખવું કે અનુસ્વાર જુદો પાડીને જોતાં તે મકરાંત લાગે તો ત્યાં m વાપરવો અને નકારાંત લાગે તો ત્યાં n વાપરવો. દા, શંભૂ—શ્-અ-મ્-ભ્-ઊ તેટલા માટે તે શબ્દની જોડણી કરતાં અનુસ્વાર જણાવવાને માટે m નો ઉપયોગ કરવો. જેમકે—Shambhu. કુત્તા-ક્-ઉ-ન્-ત-આ
K-u-n-tt-a—
Kuntta

## માણસ અને જગ્યાઓનાં વિષેષ નામ લખવાની રીત.

આગળ કહ્યું તેમ દરેક વિશેષ નામનો પહેલો અક્ષર મોટો (capital) લખાય છે. શ્રીનગર એ શહેરનું નામ છે. તેને અંગ્રેજીમાં લખવું હોય ત્યારે નિચે પ્રમાણે કરવું:—

શ્રીનગર—શ્-ર્-ઈ-ન્-અ-ગ્-અ-ર
Sh-r-i-n-a-g-a-r—Shrinagar.

**સુચના**—ઉપર આપેલો નિયમ માણસોના વિશેષ નામ લખવામાં સરેરાશ લાગુ પડે છે. પણ જગ્યાઓનાં વિશેષ નામની જોડણી ઘણે ભાગે ચોકસ ઠેરેલી છે. માટે તે શિખવામાં સંભાળ રાખવી.

## વિશેષ નામના વધુ દાખલા.

મદનલાલ—મ્—અ—દ્—અ—ન્—લ્—આ—લ્
M–a–d–a–n–l–á–l–Madanlâl.

કીર્તિચંદ્ર—ક્—ઇ—ર્—ત્—ઇ—ચ્—અ—ન્—દ્—ર્—અ
K–i–r–t–i–ch–a–n–d–r–a–Kirtichndra.

કાળીચર્ણ–ક્—આ—ળ્—ઇ—ચ્—અ—ર્—ણ્—અ
K–a–l–i–ch–a–r–n–a–Kalicharna.

જયકૃષ્ણ–જ્—અ—ય્—ક્—ર્—અ—ષ્—ણ્—અ
J–e–y–k–r–i–sh–n–a–Jeykrishna.

વિદ્યાનંદ–વ્—ઇ—દ્—ય્—આ—ન્—અ—ન્—દ્
V–i–d–y–á–n–a–n–d–Vidyanand.

સૂર્યરામ–સ્—ઉ—ર્—ય્—અ—ર્—આ—મ્
S–u–r–y–a–rá–m–Suryaram.

કૃપાશંકર–ક્—ર્—ઉ—પ્—આ—શ્—અં—ક્—અ—ર
K–r–i–p–a–sh–an–k–e–r–Kripashanker.

લક્ષ્મીનારાયણ—લ્—અ—ક્ષ્—મ્—ઇ—ન્—આ—ર—આ—ય્—અ—ન
L–a–x–m–i–n–â–r–â–y–a–n=
Laxminarayan.

ઉપર જણાવેલા દાખલાઓમાં કેટલાંક નામની જોડણી કેટલાક બીજી રીતે પણ કરે છે. પણ તેથી ઉપર આપેલી જોડણી કાંઇ ખોટી ન કહેવાય. તેમજ શરૂઆતમાં તો એજ ધોરણને આધારે નામ લખતાં શિખવું જોઇએ.

## વર્ણ બનાવવાની રીત.

આગળ આપેલા દાખલાઓ ઉપરથી જણાશે કે દરેક અક્ષરના ઉચ્ચારવાળો અંગ્રેજી અક્ષર લખવાથી નામ લખી શકાય છે. વર્ણ એટલે એક અથવા વધુ સ્વર સાથે વ્યંજન આવી તેનો જે એક અક્ષર થાય છે તે. **દાખલો**-શ્રીકૃષ્ણ. એ દાખલામાં શ્રી. કૃ. અને ષ્ણ એ ત્રણ વર્ણ છે. તેમજ અંગ્રેજીમાં પણ વર્ણ બને છે જેમ કે cambay (કૅમ્બે) એ શબ્દમાં "કૅમ્" અને "બે" એવા બે વર્ણ છે. અને તેમ અંગ્રેજીમાં પણ cam અને bay એવા બે વર્ણ ગણાય છે. નીચે આપેલા દાખલાઓમાં દરેક નામની જોડણી તેવા વર્ણ પ્રમાણે લખવામાં આવી છે. તેના ઉપર બરાબર ધ્યાન આપવાથી નામની જોડણી શિખવાનું કામ ઘણું સ્હેલું થઈ પડશે.

**દાખલા**-શ્યામલાલ-શ્યામ-લાલ-Shyam-lal-Shyamlal.

કૃષ્ણગૌરી-કૃ-ષ્ણ--ગૌ-રી.
Kri-shna-gao-ri-Krishnagaori.

વિશ્વેશ્વર-વિ-શ્વે-શ્વર. Vi-shve-shver-Vishveshrer.

સીતારામ-સી--તા-રામ. Si-ta-ram-Sitaram.

ધૃતરાષ્ટ્ર-ધૃ-ત-રા-ષ્ટ્ર.
Dhri-to-ra-shtra-Dhritorashtra.

દત્તોપંથ-દ-ત્તો-પં-થ. Da-tto-panth-Dattopanth.

ઇંગ્લંડ-ઈગ્-લાંડ. Eng-land-England.

રત્નશંકર-રત્ન--શંકર
Ratna-Shanker=Ratuashanker.

ચંદ્રબીહારીલાલ-ચંદ્ર-બીહારી-લાલ.
Chandra-Bihari-lal=Chandrabiharilal.

દ્રોણાચાર્ય–દ્રો–ણા–ચા–ર્ય.

Dro-na-cha-rya-Dronacharya.

યુધીષ્ઠીર–યુધી–ષ્ઠી–ર.

U-dhi-shthi ra-Udhishthira.

---

## જગ્યાઓનાં નામ સંબંધી વિશેષ સુચના.

જગ્યાઓનાં નામની જોડણી ઘણે ભાગે અગાઉથીજ નક્કી કરી રાખેલી છે અને તેજ પ્રમાણે હમેશાં લખવું જોઇએ. આ જગ્યાએ આખા હીંદનાં મૂખ્ય શહેરોની જોડણી આપવામાં આવેલી છે, તેના ઉપર ધ્યાન રાખીને વર્તવું. કારણ કે એકજ નામ કેટલીક વખત એક કરતાં વધારે જગ્યાઓને આપવામાં આવેલું હોય છે. તેવે વખતે તેવી જગ્યાઓ એક બીજાથી ઓળખી શકાય તે માટે તેની જોડણીઓમાં ફેરફાર કરેલો હોય છે. વળી કેટલીક જગ્યાઓનાં નામ અંગ્રેજીમાં ખાસ જુદીજ રીતે લખવામાં આવે છે. જેમ કે "ભરૂચ" ને અંગ્રેજીમાં "Broach (બ્રોચ)" લખાય છે; ખંભાતને Cambay (કૅમ્બે) લખાય છે; તાપી નદીનું નામ અંગ્રેજીમાં Tapti (તાપ્તી) એવું લખાય છે; ગંગા નદીનું અંગ્રેજીમાં નામ 'Ganges" છે. માટે તેવાં ખાસ નામ ઉપર વિશેષ ધ્યાન આપવું અને બને ત્યાં સુધી તેવાં નામની જોડણી મોંઢે કરવી.

આગળ શહેરોની જે જોડણી આપી છે તે પોષ્ટ ઑફીસમાં નક્કી કરેલી છે તે પ્રમાણેજ લખવાની સંભાળ રાખવી. પત્રો ઉપર શિરનામાં કરતી વખતે દરેક શહેર કયા જીલ્લામાં છે તે પણ લખવું. વળી મોકલનાર ધણીએ પોતાનું શિરનામું પણ સ્પષ્ટ અક્ષરે લખવું. એમ કરવાથી પત્રો ગેરવલ્લે પડશે નહી.

---

# હીંદનાં મુખ્ય શાહેરો.

## અ—A.

| શાહેરનું નામ. | અંગ્રેજીમાં નામ. | જીલ્લો. |
|---|---|---|
| અબોટાબાદ. | Abbottabad. | પંજાબ |
| આબુ રોડ. | Abu Road. | રજપુતાના. |
| અચનેરા. | Achnera. | આગ્રા. |
| એડન. | Aden. | અરબસ્તાન. |
| અજમેર. | Aimere. | રજપુતાના. |
| અકલકોટ. | Akalkote. | સોલાપુર. |
| આકોલા. | Akola. | અહમદનગર. |
| આકોલા. | Akola. | વિરાડ પ્રાંત. |
| આકયબ. | Akyab. | બ્રહ્મ દેશ. |
| અલીબાગ. | Alibag. | કોલાબા જીલ્લો. |
| અલીગઢ. | Aligarh. | વાવ્ય પ્રાંતો. |
| અલીપુર. | Alipore. | બંગાળા. |
| અલ્લાહબાદ. | Allahabad. | વાય્વપ્રાંતો. |
| અલમોરા. | Almora. | વાવ્યપ્રાંતો. |
| અમલસાડ. | Amalsad. | સુરતજીલ્લો. |
| આમુર. | Ammoor. | આરકટ જીલ્લો. |
| આમોદ. | Amod. | ભરૂચ જીલ્લો. |
| અમરાવતી. | Amraoti. | વિરાડ પ્રાંતો. |
| અમરેલી. | Amreli. | કાઠિઆવાડ. |
| અમૃતસર. | Amritser. | પંજાબ. |
| આગ્રા. | Agra- | વાવ્યપ્રાંતો. |
| અમદાવાદ. | Ahmedadad. | અમદાવાદ જીલ્લો. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| અહમદનગર. | Ahmednagar. | અહમદનગર જીલ્લો. |
| અમરોલી. | Amroli. | સુરત. |
| આણંદ. | Anand. | ખેડા જીલ્લો. |
| આનંદપુર. | Anandpur. | કાઠીઆવાડ. |
| અંધેરી. | Andheri. | થાણા જીલ્લો. |
| અંજાર. | Anjar. | કચ્છ પ્રાંત. |
| અંકલેશ્વર. | Ankleshvar. | ભરૂચ. |
| આંકોલા. | Ankola. | કનારા પ્રાંત. |
| આરકટ. | Arcot. | વાવ્ય પ્રાંતો. |
| આજમગઢ. | Azamgarh. | વાવ્ય પ્રાંતો. |

## બી– B.

| | | |
|---|---|---|
| બગદાદ. | Bagdad. | અરબસ્તાન. |
| બાવલપુર. | Bhawalpur. | પંજાબ. |
| બાલાસોર. | Balasor. | બંગાળા. |
| વાડાસીનોર. | Balasinor. | રેવાકાંઠા. |
| બંડા | Banda. | વાવ્ય પ્રાંતો. |
| વાંદરા. | Bandra. | થાણા. |
| બંગાલપોર. | Bangalpore. | મદ્રાસ. |
| બંકીપોર. | Bankipore. | બીહાર પ્રાંત. |
| બાનકુરા. | Bankura. | બંગાળા. |
| વાંસદા. | Bansda. | સુરત. |
| બારાબંકી. | Barabunki. | અયોધ્યા પ્રાંત. |
| બરેલી. | Bareily. | વાવ્ય પ્રાંત. |
| બારીસલ. | Barisal. | બંગાળા. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| વડોદરા. | Baroda. | મુંબઇ ઇલ્લાકો |
| બરરકપોર. | Barrackpore. | બંગાળા. |
| વસઇ. | Bassein. | થાણા જીલ્લો. |
| બસેઇન. | Bassein. | બ્રહ્મદેશ. |
| બાસ્તી. | Basti. | વાબ્ય પ્રાંતો. |
| બેલગામ. | Belgaum | મુંબઇ ઇલ્લાકો. |
| બેલારી. | Bellary. | મદ્રાસ. ઇલ્લાકો. |
| બનારસ. | Benares. | વાબ્ય પ્રાંતો. |
| બરહામપુર. | Berhampore. | ગંજામ. |
| બરહામપુર. | Berhampore. | મુર્શીદાબાદ. |
| બેટલ. | Betul. | મધ્ય પ્રાંતો. |
| ભાગળપુર. | Bhagalpore. | બીહાર પ્રાંત. |
| ભામો. | Bhamo. | બ્રહ્મદેશ. |
| ભાવનગર. | Bhavnagar. | કાઠીઆવાડ. |
| ભોપાળ | Bhopal. | મધ્ય હીંદ. |
| ભુજ. | Bhuj. | કચ્છ. |
| વીજાપુર. | Bijapur. | મુંબઇ ઇલ્લાકો. |
| વીજનોર. | Bijnor. | વાબ્ય પ્રાંતો. |
| વીલાસપુર. | Bilaspore. | મધ્ય પ્રાંતો. |
| બીરભુમ. | Birbhum. | બંગાળા. |
| બોઆલીઆ. | Boalia. | બંગાળા. |
| બોગ્રા. | Begra. | બંગાળા. |
| મુંબઇ. | Bombay. | મુંબઇ ઇલ્લાકો. |
| ભરૂચ. | Broach. | ભરૂચ જીલ્લો. |
| બદાઉન. | Badoun. | વાબ્ય પ્રાંતો. |

| શાહેરનું નામ | અંગ્રેજી | જીલ્લો. |
|---|---|---|
| બુલંદ શહેર. | Bulandshahar. | વાવ્ય પ્રાંતો, |
| બલદાના. | Buldana. | મધ્ય હીંદ. |
| બરદવાન. | Burdwan. | બંગાળા. |
| બુશાયર. | Busqiro. | ઇરાની અખાત. |

## સી—C.

| | | |
|---|---|---|
| કલકત્તા. | Calcutta. | બંગાળા. |
| કાલીકટ. | Calicut. | મદ્રાસ. |
| કાનપુર. | Cawnpur. | વાવ્ય પ્રાંત. |
| ચાઇબાસા. | Chaibassa. | બંગાળા. |
| ચંદા. | Chanda. | મધ્ય હીંદ |
| છપરા. | Chapra. | બીહાર. |
| ચીકમાગ્લુર. | Chikmaglur. | મદ્રાસ. |
| ચીતલદૃગ. | Chitaldroog. | મદ્રાસ. |
| ચીતાગાંગ. | Chittagong. | બંગાળા. |
| ચીતુર. | Chitoor. | મદ્રાસ. |
| ચૌદંગા. | Chaudanga. | બંગાળા. |
| કોકનાડા. | Cocanada. | મદ્રાસ. |
| કોઇંબેતુર. | Coimbatoor. | મદ્રાસ. |
| કુચબીહાર. | Cooch-Behar. | બંગાળા. |
| કદાલોર. | Cuddalore. | મદ્રાસ. |
| કુદાપા. | Cuddapah. | મદ્રાસ. |
| કટક. | Cuttock. | બંગાળા. |

—:o:—

## ડી—D.

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| ડાકા (ઢાકા). | Dacca. | બંગાળા. |
| ડાલટનગંજ | Daltonganj. | બંગાળા. |
| દરભંગા. | Darbhanga. | બીહાર. |
| દારજીલીંગ. | Darjeeling. | બંગાળા. |
| દેરાદુન. | Dehradun. | વાવ્ય પ્રાંતો. |
| દીલ્હી. | Delhi. | પંજાબ. |
| દેરાગાઝીખાન. | Deraghazikhan. | પંજાબ. |
| દેરાઇસ્માલખાન. | Deraismailkhan | પંજાબ. |
| ધરમસલા. | Dharamsala. | પંજાબ. |
| ધારવાડ. | Dharwar. | મુંબઇ ઇલ્લાકો. |
| ધુબ્રી. | Dhubri. | આસામ પ્રાંત. |
| ધુળીઆ. | Dhulia. | મુંબઇ ઇલ્લાકો. |
| દીબ્રુગઢ. | Dibrugarh, | આસામ. |
| દીનાજપુર. | Dinajpur. | બંગાળા. |
| દીનાપુર. | Dinapur. | બીહાર. |
| દમકા. | Dumka. | બીહાર. |

## ઈ—E.

| | | |
|---|---|---|
| એડવરડેસાબાદ. | Edvardesabad. | પંજાબ. |
| ઇલીચપુર. | Ellichpur. | વિરાડ પ્રાંત. |
| ઇટા. | Etah. | વાવ્ય પ્રાંત. |
| ઇટાવા. | Etawah | વાવ્ય પ્રાંત. |

## એફ—F.

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| ફરીદપુર. | Faridpur. | બંગાળા. |
| ફતેહગઢ. | Fatehgarh | વાવ્ય પ્રાંત. |
| ફીરોઝપુર. | Ferozepore. | પંજાબ, |
| ફૈઝાબાદ. | Fyzabad. | અયોધ્યા પ્રાંત. |

## જી—G.

| | | |
|---|---|---|
| ગૌહત્તી. | Gauhati. | આસામ. |
| ગયા. | Gaya. | બીહાર. |
| ગાઝીપુર. | Ohazipur. | વાવ્ય પ્રાંતો. |
| ગીલગીટ. | Gilghit. | પંજાબ. |
| ગોલાઘાટ. | Golaghat. | આમામ. |
| ગંડા. | Gonda. | અયોધ્યા પ્રાંત. |
| ગોરખપુર. | Corakhpur. | વાવ્ય પ્રાંતો. |
| ગુજરાનવાલા. | Gujranwala. | પંજાબ. |
| ગુજરાત. | Gujrat. | પંજાબ. |
| ગુરદાસપુર. | Gurdaspore. | પંજાબ. |
| ગુરગામ. | Gurgam. | પંજાબ. |

## એચ—H.

| | | |
|---|---|---|
| હમીરપુર. | Hamirpur. | વાવ્ય પ્રાંતો. |
| હરદોઇ. | Hardoi. | અયોધ્યા પ્રાંત. |
| હસન. | Hasson. | મદ્રાસ. |
| હઝારી બાગ. | Hazaribag. | બંગાળા. |
| હેંજદ. | Henzed. | આસામ. |
| હીસ્સાર. | Hisaar. | પંજાબ. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| હુગલી. | Hoogly. | બંગાળા. |
| હુશંગાબાદ. | Hoshangabad. | મધ્ય હિંદ. |
| હુશીઆરપુર. | Hoshiarpur. | પંજાબ. |
| હાવરા. | Howrah. | બંગાળા. |
| હૈદ્રાબાદ. | Hyderabad. | દખણ. |
| હૈદ્રાબાદ. | Hyderabad. | સીંધ પ્રાંત. |
| | **આઇ—I.** | |
| ઈંદોર. | Indore. | મધ્ય હીંદ. |
| | **જે—J.** | |
| જલપાઇગુરી. | Jalpaiguri. | બંગાળા. |
| જૉનપુર. | Jaunpur. | વાવ્ય પ્રાંત. |
| જેસોર. | Jessore. | બંગાળા. |
| જયપુર. (જેપુર) | Jeypore. | રજપુતાના. |
| ઝંગ. | Jhang. | પંજાબ. |
| ઝાંસી. | Jhansi. | વાવ્ય પ્રાંતો. |
| જેલમ. | Jelum. | પંજાબ. |
| જોધપુર. | Jodhpur. | મારવાડ. |
| જોરહત. | Jorhat. | આસામ. |
| જબલપુર. | Jubulpore. | મધ્ય પ્રાંતો. |
| જલંધર. | Jullundur. | પંજાબ. |
| જમું. | Jummoo. | કાશ્મીર. |
| | **કે—K.** | |
| ખેડા. | Kaira. | મુંબઈ ઈલ્લાકો. |
| કરાંચી. | Karachi. | સીંધ. |
| કરનાલ. | Karnal. | પંજાબ. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| કારવાડ. | Karwar. | મુંબઇ ઇલ્લાકો. |
| કાથા. | Katha. | બ્રહ્મદેશ. |
| કટવા. | Katwa. | બંગાળા. |
| ખંડવા. | Khandwa. | મધ્ય પ્રાંતો. |
| ખેરી. | Kheri. | અયોધ્યા પ્રાંત. |
| ખુલના. | Khulna. | બંગાળા. |
| કીલાદ્રોશ. | Kiladrosh. | ચીત્રાલ. |
| કીશોર ગંજ. | Khishorgang. | બંગાળા. |
| કોહત. | Kohat. | પંજાબ. |
| કોલાર. | Kolar. | મદ્રાસ ઇલ્લાકો. |
| કૃષ્ણુનગર. | Krishnanagar. | બંગાળા. |
| | **એલ—L.** | |
| લાહોર. | Lahore. | પંજાબ. |
| લખનો. | Lucknow. | અયોધ્યા પ્રાંત. |
| લુદીઆના. | Ludhiana. | પંજાબ. |
| | **એમ—M.** | |
| મદારીપુર. | Madaripur. | બંગાળા. |
| મદ્રાસ. | Madras. | મદ્રાસ ઇલાકો. |
| મદુરા. | Madura. | મદ્રાસ. |
| માગવે. | Magwe. | બ્રહ્મદેશ |
| મૈનપુરી. | Mainpuri. | વાવ્ય પ્રાંતો. |
| મલાકંદ. | Malakand. | સ્વાતની ખીણુ. |
| માલ્દા. | Malda. | બંગાળા. |
| માંડલ. | Mandalay. | બ્રહ્મદેશ. |
| માંગલોર. | Manglore. | મદ્રાસ. |
| માણેકગંજ. | Manikgunj. | બંગાળા. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| મછલીપટણ. | MIsulipatam. | મદ્રાસ. |
| માઉબીન. | Maubin | બ્રહ્મદેશ. |
| મીરત. | Meerut. | વાવ્ય પ્રાંતો. |
| માઉ. | Mhow. | મધ્ય હીંદ. |
| મીદનાપુર. | Midnapore. | બંગાળા. |
| મીરઝાપુર. | Mirzapur. | વાવ્યં પ્રાંતો. |
| મોંગીર. | Monghyr. | વિરાડ પ્રાંત. |
| મોંટ ગોમેરી. | Montgomery. | પંજાબ. |
| મુલતાન. | Mooltan. | પંજાબ. |
| મોરાદાબાદ. | Moradabad. | વાવ્ય પ્રાંતો. |
| મોલમીન. | Moulmein. | બ્રહ્મદેશ. |
| મરી. | Murree. | પંજાબ. |
| મસુરી. | Massooree. | વાવ્ય પ્રાંતો. |
| મથુરા. | Muthra. | વાવ્ય પ્રાંતો. |
| મુઝફ્ફરગઢ. | Muzaffargarh. | પંજાબ. |
| મુઝફ્ફરનગર. | Muzffarnagar. | વાવ્ય પ્રાંતો. |
| મીમેનસીંગ. | Mymensingh. | બંગાળા. |
| મ્હૈસુર. | Mysore. | મદ્રાસ. |

## એન—N.

| | | |
|---|---|---|
| નાગપુર. | Nagpur. | મતય પ્રાંતો. |
| નૈનીતાલ. | Nanital. | વાવ્ય પ્રાંતો. |
| નરસીંગપુર. | Narsinghpur. | મધ્ય પ્રાંતો. |
| નાશક. | Nasik. | મુંબઇ ઇલાકો. |
| નાતોર. | Nator. | બંગાળા. |
| નીમચ. | Neemuch. | મધ્ય હીંદ. |
| નેગાપટમ. | Negapatam. | મદ્રાસ. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| નેલોર. | Nellor. | મદ્રાસ. |
| નોઆખલી. | Noakhali. | બંગાળા. |
| નવગંગ. | Nowgang. | મધ્ય હિંદ. |
| નવગંગ. | Nowgang. | આસામ. |
| નસીરાબાદ. | Nus:eerabad. | રજપુતાના. |

ઓ—O.

| | | |
|---|---|---|
| ઉદેપુર. | Oodeypore. | રજપુતાના. |
| ઉત્તકામંદ. | Ootacamand. | મદ્રાસ. |

પી—P.

| | | |
|---|---|---|
| પલમકોટ. | Palamcottah. | મદ્રાસ. |
| પ્રતાપગઢ. | Partabgarh. | અયોધ્યા પ્રાંત. |
| પૌરી. | Pauri. | વાવ્ય પ્રાંતો. |
| પેગુ. | Pegu. | બ્રહ્મદેશ. |
| પેશાવર. | Peshawar. | પંજાબ. |
| પીલીભીટ. | Pilibhit. | વાવ્ય પ્રાંતો. |
| પાંડીચેરી. | Pondicherry. | મદ્રાસ. |
| પુના. | Poona. | મુંબઇ ઇલાકો. |
| પોર્ટબ્લેર. | Port Blair. | આન્દામાન. |
| પ્રોમ. | Promo. | બ્રહ્મદેશ. |
| પુરી. (જગન્નાથ.) | Puri. | બંગાળા. |
| પુરણી. | Purnea. | બીહાર. |
| પુરૂલીઆ. | Purulia. | બંગાળા. |

ક્યુ—Q.

| | | |
|---|---|---|
| ક્વેટા. | Quetta. | બલુચિસ્તાન. |

| શહેરનું નામ. | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| | આર—R. | |
| રાયબરેલી. | Rae Bareli. | અયોધ્યા પ્રાંત. |
| રાયપુર. | Raipur. | મધ્ય પ્રાંતો. |
| રાજમહેન્દ્રી. | Rajahmundry. | મદ્રાસ. |
| રાજકોટ. | Rajkot. | મુંબઇ ઇલાકો. |
| રામનાડ. | Ramnaud. | મદ્રાસ. |
| રાંચી | Ranchi. | બંગાળા. |
| રંગુન. | Rangoon. | બ્રહ્મદેશ. |
| રંગપુર. | Rangpur. | બંગાળા. |
| રાણીગંજ. | Raniganj. | બંગાળા. |
| રત્નાગીરી. | Ratnagiri. | મુંબઇ ઇલાકો. |
| રાવલપીંડી. | Rawalpindi. | પંજાબ. |
| રોહટક. | Rohtak. | પંજાબ. |
| લામર. | Rutlam. | મધ્ય હીંદ. |
| | એસ—S. | |
| સગૈંગ. | Saging. | બ્રહ્મદેશ, |
| સહરાનપુર. | Saharanpur. | વાવ્ય પ્રાંતો. |
| સાલેમ. | Salem. | મદ્રાસ. |
| સંબલપુર | Sambalpur. | મધ્ય પ્રાંતો. |
| સંભાર. | Sambhar. | રજપુતાના. |
| સંદોવે. | Sandoway. | બ્રહ્મદેશ. |
| સતારા. | Satara. | મુંબઇ ઇલાકો. |
| સાગર. | Saugor. | મધ્ય પ્રાંતો. |
| સીકંદરાબાદ. | Secunderabad. | હૈદ્રાબાદ., નિઝામ. |
| સીહોર. | Sehore. | મધ્ય પ્રાંત. |
| સીરામપુર. | Serampore. | બંગાળા. |
| શાહજાનપુર. | Shahjahanpur. | વાવ્યપ્રાંતો. |

| શહેરનું નામ | અંગ્રેજી નામ. | જીલ્લો. |
|---|---|---|
| શાહપુર. | Shahpur. | પંજાબ. |
| સીલોંગ. | Shilliong. | આસામ પ્રાંત. |
| શીમગોઆ. | Shimgoa. | મદ્રાસ. |
| શોલાપુર. | Sholapur. | મુંબઈ ઈલ્લાકો. |
| સીયાલકોટ.. | Sialkot. | પંજાબ. |
| સીબી. | Sibi. | સીંધ પ્રાંત. |
| સીબસાગર. | Sibsagar. | આસામ પ્રાંત. |
| સીમલા. | Simla. | પંજાબ. |

**ટી—T.**

| | | |
|---|---|---|
| તાન્જીલ. | Tangail. | બંગાળા. |
| તાંજોર. | Tanjore. | મદ્રાસ. |
| થાણા. | Thana. | મુંબઈ ઈલ્લાકો. |
| ત્રીચીનોપોલી. | Trichinopoli. | મદ્રાસ. |

**યુ—U.**

| | | |
|---|---|---|
| અંબાલા. | Umbala. | પંજાબ. |
| ઉનાવ | Unao. | અયોધ્યા. |

**વી—V.**

| | | |
|---|---|---|
| વેલોર. | Vellore. | ઉતર આર્કટ. |
| વીઝાગાપટ્ટમ. | Vizagapatam. | મદ્રાસ. |

**ડબલ્યુ—W.**

| | | |
|---|---|---|
| વઢવાણ. | Wadhwan. | મુંબઈ ઈલ્લાકો. |

## વ્યાકરણના સામાન્ય નિયમો.

આપણા મનોવિકાર જણાવવા સારૂં આપણે જે કાંઇ બોલીએ છીએ તેને ભાષા કહે છે. તે ભાષા લખી જણાવવાના કામને માટે કેટલીક નિશાનીઓ મુકરર કરેલી હોય છે જેને અક્ષર કહે છે. એક અથવા વધુ અક્ષરો મેળવવાથી જે કાંઇ અર્થ નિકળે તે અક્ષર અથવા અક્ષરોને શબ્દ કહે છે. આપણી મનોવિકાર સંપુર્ણ રીતે જણાવવા સારૂ આપણે એક અથવા વધારે શબ્દોનો ઉપયોગ કરીએ છીએ. તે પ્રમાણે વપરાયલા શબ્દોનું વાક્ય બને છે. એ ઉપરથી માલમ પડશે કે દરેક વાક્ય એવું હોવું જોઇએ કે જેના ઉપયોગથી આપણા મનમાં ઉત્પન્ન થતા વિચારો બરાબર સમજાવી શકાય. જેમકે "હું જાઉંછું" એ શબ્દો વડે આપણા મનનો વિચાર બરાબર સમજી શકાય છે. પરંતુ "ઘોડો ઘાસ" એ બે શબ્દો વાપરવાથી કાંઇ પણ અર્થ નિકળતો નથી. માટે "ઘોડો ઘાસ" એ વાકય ન કહેવાય. તેવીજ રીતે "રાતો" એ શબ્દમાં "રા" અને "તો" એવા બે અક્ષરો વાપરેલા છે અને તે બે અક્ષરોના શબ્દમાંથી કાંઇક અર્થ નિકળે છે માટે "રાતો" એ શબ્દ કહેવાય. પણ "ખાણુ" એ અક્ષરો એકઠા કરવાથી કાંઈ પણ અર્થ નિકળતો નથી માટે "ખાણુ" એ શબ્દ ન કહેવાય.

દરેક પ્રાણી, પદાર્થ, અને સ્થળનાં નામને વ્યાકરણનાં **નામ** કહે છે. જેમકે માણસ, ઘોડો, ઘડીઆળ, પાઘડી, કલકત્તા, ચંદ્રનગર ઇત્યાદિ.

જે શબ્દો નામને બદલે વપરાય છે એટલે પ્રથમમાં જે નામ વાપર્યું હોય તે નામ તેજ વાકયમાં ફરીથી આવે તો તે ન બોલતાં તેને બદલે બીજા શબ્દો મુકાય છે તેવા શબ્દોને **સર્વનામ** કહે છે. જેમકે 'મગને કહ્યું કે મગનનો વિચાર હતો કે મગન કાલે અમદાવાદ જવાનો છે.' એ વાકયમાં 'મગન' એ નામ એક કરતાં વધારે વખત વપરાયલું હોવાથી તે વાક્ય કાનને કઠોર લાગે છે તે કઠોરતા દુર કરવા સારૂં આપણે

તે વાક્યને નીચે પ્રમાણે બોલીએ છીએ-'મગને કહ્યું કે મારો વિચાર છે કે હું કાલે અમદાવાદ જાઉં' હવે બીજા વાક્યમાં 'હું' અને 'મારો' એ શબ્દો 'મગન'ને માટે વપરાયલા છે અને તેથી તે શબ્દો **સર્વનામ** કહેવાય છે.

જે શબ્દો નામ અને સર્વનામનો ગુણ બતાવે તે વિશેષણ કહેવાય છે. જેમ કે 'ઘોડો' એ નામ છે. હવે તેનો ગુણ જણાવવા સારૂ જે શબ્દ વપરાય તે વિશેષણ કહેવાય; જેમકે 'લાલ ઘોડો' એમાં 'લાલ' એ શબ્દ ઘોડાનો ગુણ બતાવે છે અને તેટલા માટે 'લાલ' એ વિશેષણ છે.

દરેક નામનો પુરૂષ પણ જાણવો જોઇએ. કોઇ પણ બે માણસો વચ્ચે વાતચિત થતી હોય તો વાત કરનાર પોતે એ પહેલો પુરૂષ ગણાય છે અને વાત સાંભળનાર બીજો પુરૂષ તેમજ જેને વિષે વાત થતી હોય તે ત્રીજો પુરૂષ. જેમકે 'હું જાઉં છું. તમે આવજો અને તે પણ આવનાર છે' એમાં 'હું' એ પહેલો પુરૂષ, 'તમે' એ બીજો પુરૂષ અને 'તે' એ ત્રીજો પુરૂષ સમજવો. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે પહેલા પુરૂષમાં ફક્ત ત્રણજ શબ્દ છે. હું, અમે, આપણે; બીજા પુરૂષમાં પણ ત્રણજ છે-તું, તમે, આપ. 'પોતે' એ શબ્દ પહેલા પુરૂષમાં તેમજ બીજા અને ત્રીજા પુરૂષમાં એક સરખી રીતે વપરાય છે. માટે તેનો પુરૂષ નક્કિ કરતી વખતે જે નામને માટે ને વપરાયલો હોય તેના પુરૂષ ઉપર ધ્યાન આપવું.

ઉપર આપેલા શબ્દો 'હું અમે, આપણે, તું તમે, આપ, પોતે' એ પરસ્પર વાતચિત કરવામાંજ વપરાય છે. એટલે કે તે શબ્દો હંમેશાં એક વખત આવી ગયેલા નામને માટેજ વપરાય છે. અને તેથી તે સર્વનામ કહેવાય છે. કારણ કે જે શબ્દ નામને બદલે વપરાય છે તે સર્વનામ કહેવાય છે.

કોઇપણ પ્રાણી, પદાર્થ અથવા જગ્યાઓનાં નામની જાતી અવશ્ય જાણવી જોઇએ. જેમકે 'માણસ' એ નર જાતી, 'સ્ત્રી' એ નારી

જાતી અને 'દ્રવ્ય' એ નાન્યતર જાતીમાં છે. ગુજરાતી ભાષામાં જાતી ને લગતા કાંઇ ચોકસ નિયમો નથી પણ માત્ર અનુભવ ઉપરથી શિખી શકાય છે. દરેક નરનાં નામ નરજાતીમાં ગણાય છે. તેમજ માદાનાં નામ નારીજાતીમાં ગણાય છે. ગુજરાતી નામની જાતી જાણવા સારૂ સ્હેલો નિયમ એકજ છે. કે દરેક નામની આગળ 'કેવો', 'કેવી', અને 'કેવુ' એ પ્રત્યો લગાડી જોવા. જ્યાં 'કેવો' લાગે ત્યાં નરજાતી સમજવી. 'કેવી' લાગે ત્યાં નારી જાતી અને 'કેવુ' લાગે ત્યાં નાન્યતરજાતી સમજવી. અંગ્રેજીમાં જાતીને લગતા ચોકસ નિયમો છે. એટલે કે નરનાં નામ હંમેશાં નરજાતીમાં, માદાનાં નામ નારીજાતીમાં અને અને તે શિવાય બીજાં સઘળાં નામ સાધારણ રીતે નાન્યતરજાતીમાં ગણાય છે.

દરેક નામ વિષે બોલતાં આપણે તેના એક પણા અથવા બહુ પણા વિષે પણ બોલીએ છીએ. જેમકે 'ઘોડો જાય છે' અને 'ઘોડાઓ જાય છે.' એ બેમાંના પહેલા વાકયમાં જવાની ક્રિઆ કરનાર 'ઘોડો' એકજ છે. જ્યારે બીજામાં ક્રિઆ કરનાર 'ઘોડાઓ' એક કરતાં બહુ છે. હવે જેમાં એક પણું રહેલું છે. તેને વ્યાકરણમાં એક વચન કહેછે. અને જેમાં એક કરતાં અધિકપણું રહેલું છે. તેને બહુવચન કહે છે. જેમકે 'ઘોડો' એક વચન; 'ઘોડાઓ' બહુ વચન.

વાકયમાં નામનો બીજા શબ્દો સાથે સંબંધ દેખાડવા સારૂ તે નામને પ્રત્યો લગાડવામાં આવે છે. જેમકે 'ઘોડાની લગામ' એમાં 'ઘોડો' અને 'લગામ' વચ્ચેનો સંબંધ જણાવવા સારૂ ઘોડાને 'ની' પ્રત્યય લગાડેલો છે. તેપ્રત્યય લગાડવાથી જે સંબંધ દર્શાવાય છે. તેને વિભક્તિ કહે છે. નામ અથવા સર્વનામને તે વિભક્તિ લાગે છે. ગુજરાતી વ્યાકરણમાં જુદી જુદી આઠ વિભક્તિઓ છે. અને તે દરેકના પ્રત્યયો જુદા છે. જેમકે:—

| વિભક્તિ | પ્રત્યયો. |
|---|---|
| પહેલી (કર્ત્તા) | (પ્રત્યય નથી) |
| બીજી (કર્મ) | (પ્રત્યય નથી), ને |
| ત્રીજી | એ, વડે |
| ચોથી | ને, માટે, સારૂ |
| પાંચમી | થી, થકી |
| છઠ્ઠી | નો, ની, નું, ના, નાં, વિષે. |
| સાતમી | માં |
| આઠમી | (પ્રત્યય નથી) |

દાખલા.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| માણસ | માણસો. |
| માણસ, માણસને. | માણસો, માણસોને. |
| માણસે, માણસ વડે. | માણસોએ–વડે. |
| માણસને, માણસ માટે, માણસ સારૂ. | માણસોને–માટે–સારૂ. |
| માણસથી, માણસ થકી. | માણસોથી–માણસો થકી. |
| માણસનો–ની–નું–ના–નાં, વિષે. | માણસોનો-ની-નું-ના-નાં-વિષે |
| માણસમાં. | માણસોમાં. |
| માણસ ! હે માણસ ! | માણસો ! હે માણસો. |

અંગ્રેજી ભાષામાં સાધારણ રીતે ચાર વિભક્તિઓ વપરાય છે. Nominative (નૉમીનેટીવ્)=પહેલી યાને કર્તા વિભક્તિ, Accusative (ઍકયુઝેટીવ)= બીજી યાને કર્મ વિભક્તિ, Genitive (જેનીટીવ્) =છઠ્ઠી યાને સંબંધક વિભક્તિ, અને Vocative (વૉકેટીવ્), =આઠમી યાને સંબોધન વિભક્તિ.

બાકી રહેલી વિભક્તિઓના સંબંધ દેખાડવા સારૂ અંગ્રેજીમાં ઉપસર્ગનો ઉપયોગ કરવામાં આવે છે. અને જે નામની પાછળ તેવા ઉપ-

સર્ગ આવે છે તે નામ Accusative (બીજી યાને કર્મ વિભક્તિ) માં આવે છે.

કોઇપણ કાર્ય કરવામાં કાર્યનો કરનાર તથા જે કાર્ય કરે છે તે તેમજ જે રીતે તે કાર્ય થાય છે તે સ્પષ્ઠ જણાવવું જોઇએ. તે માટે દરેક વાકયમાં કાર્યનો કર્તા (કરનાર), કાર્યની ક્રિયા, તેમજ કાર્યનું નામ એ ત્રણ શબ્દો અવશ્ય હોવા જોઇએ. કેટલાંક વાકયોમાં કાર્ય કરતાં તેનો કર્ત્તા જુદો હોય છે તેથી તેવાં વાકયો સકર્મક કહેવાય છે જેમકે—"તે રૂપીઓ માગે છે" એ વાકયમાં માગવાની ક્રિયા કરનાર "તે" છે તેમજ માગવાની વસ્તુ "રૂપીઓ" છે. તેથી તે વાકયમાં કર્ત્તા. અને કર્મ જુદાં જુદાં છે; અને તેટલા માટે "માગે છે" એ ક્રિઆપદ સકર્મક કહેવાય છે.

પરંતુ કેટલાંક વાકયો એવાં છે કે જેમાં ક્રિઆ પોતાની મેળેજ થાય છે; અથવા કર્ત્તા એવીજ કાંઇ ક્રિઆ કરે છે કે જે બીજી વસ્તુને લાગુ પડતી નથી. જેમકે "સુર્ય પ્રકાશે છે" અને "પેટમાં દુખે છે" એ બે વાકયોમાંના પહેલામાં સુર્ય (કર્ત્તા) એવી ક્રિઆ કરે છે કે જે બીજી વસ્તુને લાગુ પડતી નથી. તેવીજ રીતે બીજા વાકયમાં જે ક્રિઆ થાય છે તે પોતાની મેળેજ થાય છે . તેવીજ રીતે કેટલાંક વાકયો એવાં પણ હોય છે કે જેમાં કર્ત્તા અધ્યાહાર હોય છે એટલે પ્રત્યક્ષ જણાતો નથી જેમકે "આવશો?" એ એક વાક્ય છે અને તેનો કર્ત્તા "તમે" અધ્યાહાર છે. તેવાં વાકયોમાં ક્રિઆપદ અકર્મક હોય છે એટલે કે થતી ક્રિઆ બીજી વસ્તુને લાગુ પડતી નથી.

દરેક કાર્ય વિષે બોલતાં આપણે કાર્યના કાળ વિષે પણ બોલીએ છીએ એટલે તે કાર્ય થયું છે, થાય છે અથવા થશે તે પણ જણાવવું જોઇએ. અને તેને વ્યાકરણમાં ક્રિઆપદના કાળ કહે છે. થયું હોય તો તે **ભુતકાળ,** થતું હોય તો તે **વર્તમાનકાળ,** અને થવાનું હોય તો **ભવિષ્યકાળ** કહેવાય છે. જેમકે 'હું ગયો,' 'હું જાઉં છું,' 'હું જઇશ.' એ ત્રણ વાકયોમાંના પહેલામાં ક્રિઆ પુરી થઇ છે; બીજામાં ક્રિઆ ચાલુ છે,

અને ત્રીજામાં ક્રિઆ થવાની છે અને તે ઉપરથી પહેલા વાકયનું ક્રિઆ-પદ **ભૂતકાળમાં**, બીજાનું **વર્તમાનકાળમાં** અને ત્રીજાનું **ભવિષ્ય-કાળમાં** કહેવાય છે.

વાકયમાંના શબ્દોનો પરસ્પર સંબંધ દેખાડવા સારૂ જે શબ્દો વાપરવામાં આવે છે તેને અવ્યય કહે છે. જેમકે 'હું અને તે જવાના હતા પણ તમે મળ્યા નહિ એટલે માંડી વાળ્યું.' એ વાકયમાં 'અને' 'પણ' 'એટલે' એ ત્રણ **અવ્યયો** છે. આવી રીતે વાપરવામાં આવતા શબ્દો જુદી જુદી જાતનો સંબંધનો દેખાડે છે અને તે પ્રમાણે તે-ઓને જુદા જુદા વર્ગમાં વ્હેંચી નાંખેલા છે તેવા વર્ગ ચાર છો

**૧–ઉભયાંન્વયી અવ્યય, ૨–શબ્દયોગી અવ્યય, ૩–ક્રિઆ-વિશેષણ અવ્યય, ૪–કેવળ પ્રયોગી અવ્યય.**

૧ ઉભન્યાવયી અવ્યય–જે શબ્દો બે શબ્દ અથવા બે વાકયોને જોડે છે તે જેમકે:

'હું ને તમે જાત પણ તે આવ્યોજ નહિ.' એ વાકયમાં 'ને' 'પણ એ બે ઉભન્યાવયી અવ્યય છે.

૨ શબ્દયોગી અવ્યય–બે શબ્દોની વચ્ચે સંબંધ બતાવનારા શબ્દો આ વર્ગમાં આવે છે તે; જેમકે:–'સુરત નદી પાસે તાપી નદી છે' એ વાકયમાં 'પાસે' એ શબ્દયોગી અવ્યય છે.

૩–ક્રિઆવિશેષણ અવ્યય–ક્રિઆપદના ગુણ બતાવનારા શબ્દો ક્રિઆવિશેષણ અવ્યય કહેવાય છે; જેમકે 'તમે આજ સારૂં વાંચોછો. એ વાકયમાં 'સારૂ' એ ક્રિઆવિશેષણ અવ્યય છે.

૪–કેવળપ્રયોગી અવ્યય–પોતાના મનના સુખ દુ:ખના વિકાર જ-ણાવનારા શબ્દો આ વર્ગના છે. જેમકે–'અરે ભગવાન! એમાં 'અરે' એ કેવળપ્રયોગી અવ્યય છે.

**વ્યાકરણના વધારે અગત્યના નિયમો માટે જુઓ.**

Guide to English Conversation Part 11.

## અંગ્રેજી ભાષામાં વાકયરચના સંબંધી હકીકત.

અંગ્રેજી ભાષામાં વાકયરચના ગુજરાતી ભાષાની રચના કરતાં કેવળ જુદીજ છે. ગુજરાતી વાકયોમાં શબ્દોનો ક્રમ એવી રીતે ગોઠવેલો હોય છે કે પ્રથમ કર્તા પછી કર્મ અથવા વિશેષણ અને છેલ્લે ક્રિઆપદ આવે છે. જ્યારે અંગ્રેજી ભાષામાં તેથી ઉલટોજ નિયમ છે એટલે કે પહેલો કર્તા પછી ક્રિઆપદ અને છેલ્લે કર્મ અથવા વિશેષણ આવે છે. જેમકે:– તે (કર્તા) સારો (વિશેષણ) છે (ક્રિઆપદ)=He (કર્તા) is (ક્રિઆપદ) good (વિશેષણ). તમે રૂપીઓ માગો છો.= You want a rupee (યુવૉન્ટ એ રૂપી).

વાકયના અર્થમાં ફેરફાર જણાવવાને કેટલીક વખત શબ્દોને ક્રમ ફેરવવામાં આવે છે. જેમકે:–He is in (હી ઇઝ ઇન–તે અંદર છે,) અને Is he in (ઇઝ હી ઇન–શું તે અંદર છે. ?) એ બે વાકયોમાં શબ્દો તેના તેજ છે. પણ બંને વાકયોનો અર્થ જુદો જુદો છે. બીજા વાકયમાં પ્રશ્ન પુછેલોછે. એ ઉપરથી જણાશે કે પ્રશ્નાર્થ વાકયો બનાવવામાં ક્રિઆપદ કર્ત્તાની પહેલાં આવે છે. વળી વાકયમાં બે ક્રિઆપદ હોય અને તેમાંનું એક સ્હાયકારક ક્રિઆપદ હોય તો પ્રશ્નાર્થ વાકય બનાવવામાં સ્હાયકારક ક્રિઆપદ પહેલું આવે છે. જેમકે We can do (ઉવી કૅન ડુ–અમે કરી શકીએ છીએ) એ વાકયમાં 'can' અને do' એ બે ક્રિઆપદો છે. જેમાંનું પહેલું સ્હાયકારક છે. માટે તે વાકયને પ્રશ્નાર્થ બનાવવામાં 'can' શબ્દ પહેલો આવશે. જેમકે:–Can we do (કૅન ઉવી ડુ) શું તે અમે કરી શકીએ ? શું તે અમારાથી થાય ?

નકાર બતાવનારાં વાકયો બનાવવા સારૂ 'do' અને 'not' (નૉટ) એ બે શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે. જેમકે:–I go (આઈ ગો), હું જાઉ છું અને I do not go (આઈ ડુ નૉટ ગો) હું જતો નથી.

આરદર્શકવાક્ય બનાવવા સારૂં એકલા 'do' શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે. જેમકેઃ-We go- અમે જઈએ છીએ. We do go -અમે ખચીત જઇએ છીએ. કેટલીક વખત શબ્દનો ક્રમ ફેરવવાથી પણ તેવાં વાકયો બનાવી શકાય છે.

વાકયમાં ક્રિઆપદના અર્થમાં ફેરફાર જણાવવા સારૂ કેટલીક વખત બીજા ક્રિઆપદની સ્હાયતા લીધામાં આવે છે. જેમકે 'હું જમ્યો' અને 'હું જમ્યો છું' એ બે વાકયોના અર્થ લગભગ સરખા હોવા છતાં તેમાં થોડોક ફેર છે. આવા ફેર જણાવવા સારૂ કેટલાંક ક્રિઆપદની સ્હાય લેવાય છે જેને સ્હાયકારક ક્રિઆપદ કહે છે. અંગ્રેજી ભાષામાં પણ તેવાં સ્હાયકારક ક્રિઆપદ હોય છે. અંગ્રેજી ભાષામાં તેવાં સ્હાયકારક ક્રિઆપદ નવ છે. Be (બી) Can (કૅન), Do (ડુ) Have (હૅવ) May (મે), Must (મસ્ટ) Ought (ઑટ Shall (શૅલ) Will (ઉવીલ). મુખ્ય ક્રિઆપદની સાથે તેમાંના એકાદનો ઉપયોગ કરવાથી અર્થમાં ફેરફાર જણાવી શકાય છે. જેમકેઃ-I go-હું જાઉં છું I can go-હું જઇ શકું. I do go-હું ખચીત્ જાઉં છું. I may go-હું જાઉં. I must go-મારે જવુંજ જોઇએ. I shall go-હું જઇશ. I have gone-હું ગયો છું. I will go-હું જઇશ. I ought to go-મારે જવું જોઈએ. I am going.-હું જાઉં છું.

Be, Have, Shall, Will એ વિગેરે ક્રિઆપદોના ઉપયોગની વિગતો બીજા ભાગમાં આપવામાં આવશે.

## પાઠ પહેલો.

## એકાક્ષરી અને દ્વિ અક્ષરી શબ્દો તેના ઉચ્ચાર અને અર્થ સાથે.

એકાક્ષરીઃ–A (એ) એક; I (આઇ) હું; O (ઓ) અરે.

દ્વિ અક્ષરા.

Am (ઍમ) છું. Be (બી) થવું; હોવું. He (હી) તે.
An (ઍન) એક By (બાય) પાસેથી. Ho (હો) અરે.
At (ઍટ) તરફ Do (ડુ) કરવું; કર. If (ઇફ) જો.
As (ઍઝ) જેમ Go (ગો) જવું; જા. In (ઇન) અંદર.
Ah (આહ) અહો, Ye (ઇ) તમે; તમો. Is (ઇઝ) છે.
It (ઇટ) તે No (નો) ના; નહિ.
Lo (લો) જુઓ; જો. Oh (ઓહ) અરે.
Me (મી) મને. On (ઑન) ઉપર.
My (માય) મ્હારો-રી-રૂં. Of (ઑફ) નો, ની, નું, વિષે.
Ay (આય) ખચીત્, હા. Ox (ઑકસ) બળદ.
So (સો) એવું, એમ. Or (ઑર) અથવા, કે.
To (ડુ) ને, પાસે. Us (અસ) અમને.
Up (અપ) ઉપર. We (ઉવી) અમે.

### એ શબ્દોના વાકયો.

I am (આઇ એમ) હું છું. We go (ઉવી ગો) અમે જઇએ છીએ
He is (હી ઇઝ) તે છે. Do it (ડુ ઇટ) તે કરો.
Is it (ઇઝ ઇટ) શું તે છે? Do so (ડુ સો) એમ કરો.
Go ye (ગો ઇ) તમે જાવો. Be so (બી સો) એમ થાઓ.
Go by (ગો બાય) પાસેથી જાઓ Do go (ડુ ગો) જાઓની.
Go up (ગો અપ) ઉપર જાઓ. Be up (બી અપ) તૈઆર થાઓ

